४७२४ अथः

# ॥ श्री महिम्न स्तोत्र सटीक ॥

तथा

## ॥ शिवपंचास्तोत्र ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મનસુખ મગનલાલ બુકસેલર.



अमदावादमां

'જ્ઞાનોદય' પ્રેસમાં છાપ્યું

સંવત્ ૧૯૪૧, [illegible]

४७२४

अथ.

# महिम्नस्तोत्र सटीक प्रारंभ.

॥ श्री गणेशायनमः ॥



पुस्पदंतउवाच

શ્રી ગણેશાયનમઃ અથ શ્રી મહિમ્નસ્તોત્ર સાર્થ લીખ્યતે.

દોહા—અજ અવિનાશી એક રસ સત ચિત આનંદ સાર

અધ્યારોપ અપવાદથી, કરીએ તત્વ વિચાર. ૧.

ગુણ અનંત છે ઇશના, શેષ ન પામે પાર;
શાસ્ત્ર બુદ્ધિ અનુસારથી, વરણું અલ્પ પ્રકાર. ૨

પ્રથમ મહિમ્નની પરનાલિકાકથનકરીએછીએ. એક સમય પુષ્પદંત નામનો આચારી કૈલાસમાં ક્રિડા કરતો હતો છતાં પ્રમાદને લીધે શિવ નિરમાલ્ય પુષ્પપર પગ મુકતો હવો. તે સમય એ પુષ્પદંત આચારી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે શંકરના અપરાધને લીધે મારી આકાશ ગમનની સિદ્ધિનો નાશ થયો છે. તે સમય શંકરની સ્તુતિને માટે પુષ્પદંત આચારી મહિમ્ન સ્તોત્રનો પ્રારંભ કરતો હવો-એ મહિમ્નનો અર્થ વ્રજ ભાષામાં મુકતાનંદ પરમહંસે પોતાની બુદ્ધિનો અનુસાર મુમુક્ષુઓની બુદ્ધિમાં આરૂઢ થવા સારૂ લખ્યો છે. હવે પ્રથમ શ્લોકમાં નિર્ગુણ તથા સગુણ શંકરનું સ્વરૂપ વર્ણવ્યું છે.

**महिम्नः पारंतेपरमविदुषोयद्यसदृशीस्तुतिर्ब्रह्मादीनामपितदवसन्नास्त्वयिगिरः ॥ अथावाच्यःसर्वः स्वमतिपरिणामावधिगृणन्ममाप्येष स्तोत्रेहरनिरपवादःपरिकरः ॥ १ ॥**

અર્થઃ-હે ભગવાન આપના નિર્ગુણ સ્વરૂપના મહિમાનો પાર પુરૂષ જાણતો નથી કારણ કે આપનું નિર્ગુણ સ્વરૂપ મ-

न अने वाणीथी पर छे, तेमज आपने पुरुषोए करेली स्तुतिनी योग्यता पण नथी; अने ब्रह्मादिकनी संस्कृत भाषानुं गोचरपणु आपनुं निर्गुण स्वरूप नथी माटे पूर्वार्धवडे स्तुतिनी अयोग्यता दर्शावी. हवे उत्तरार्धवडे स्तुतिनी योग्यता दर्शावेछे. हे भगवान, सर्वे जन पोतपोतानी बुद्धिने अनुसारे आपनी स्तुति करेछे तेथी सर्वे निर्दोष छे;अने आ महिम्नस्तोत्र बाबत मारो प्रयत्न विनिर्दोष छे. १

हवे श्लोकना त्रण चरणवडे निर्गुण स्वरूप तथा चोथा चरणवडे सगुण स्वरूपनुं कथन करेछे.

**अतीतः पंथानंतवचमहिमावाङ्मनसयोरतद्व्यावृत्यायंचकितमभिधत्तेश्रुतिरपि ॥ सकस्यस्तोतव्यंःकतिविधगुणःकस्यविषयः पदेत्ववीचीनेपततिनमनःकस्यनवचः ॥ २ ॥**

अर्थः-भगवान, आपनो महिमा मन तथा वाणीवडे जाणवामां आवतो नथी अने आपना महिमाने श्रुतियोपण मानपूर्वक कथन करेछे, अने नेति नेति वाक्यवडे वेद सकळ वाच्यनो निषेध करवा छतां बीजा अर्थवडे वस्तुनुं प्रतिपादन पण करेछे; तो ए रीतनो आपनो महिमा वर्णववाने कोइ पुरुष शक्तिवान नथी तेमजआप कोइपण पुरुषने इ-

દ્રિય ગોચર પણ નથી. હવે સગુણ વસ્તુની યોગ્યતા દેખાડેછેકે હે પ્રભુ, આપના માયિક સ્વરૂપ વિષે સર્વ પુરૂષોની મનવાણી પહોંચે છે ૨ હવે પરમેશ્વરને સર્વ શાસ્ત્રોના કર્ત્તા ઠરાવેછે:

मधुस्फीतावाचःपरमममृतंनिर्मितवतस्तवब्रह्मन्किं वागपिसुरगुरोर्विस्मयपदम्‌ममत्वेतां वाणींगुणकथ पुण्येनभवतः पुनामीत्यर्थेस्मिन्पुरमथनबुद्धिर्व्यव सिता ॥ ३ ॥

હે ભગવાન, મારી સ્તુતિને લીધે આપને કોઈપણ પ્રકારે સંતોષ થતો નથી; કારણ કે, જે વાણી છે તે તો આપની રચેલી છે અને મધૂર ગુણવડે યુકતછે તેમ છતાં વેદાંતના સિદ્ધાંત જન્ય પરમ અમૃત રૂપ છે, વળી સુરગુરૂ એટલે બ્રહ્મદેવની વાણી આપને વિષે આશ્ચર્ય પામેછે તો અસ્મદાદિકની તો ગણુતરીજ શી? હે પ્રભુ, આ સ્તુતિ રૂપી અર્થમાં મારી બુદ્ધિનાં પ્રમાણમાં ઉદ્યમ કરૂં છું તે આપના ગુણ કથનને લીધે હું મારી વાણીને પવિત્ર કરૂં છું. ૩

હવે ત્રણ શ્લોકવડે મિમાંસાદિકનાં મત્તનું નિરાકરણ કરતે થકે ગ્રંથકાર પરમેશ્વરને નમસ્કાર કરેછે.

तवैश्वर्यंयत्तज्जगदुदयरक्षा प्रलयकृत्त्रयीवस्तुव्यस्तं

तिसृषुगुणभिन्नासुतनुषु ॥ अभव्यानामस्मिन्वरद रमणीयामरमणींविहंतुंव्याक्रोशी विदधतइहैकेज डधियः ॥ ४ ॥

અર્થઃ-હે ભગવાન,આપનું ઐશ્વર્ય વ્યસ્ત આરોપિત છે, અને બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર એ ત્રણ તનુગુણોવડે જુદે જુદુ પ્રતીત થાયછે.વળી એ ઐશ્વર્ય ત્રણે લોકની ઉત્પતિ,સ્થિતિ તથા પ્રલય કરવા છતાં બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર રૂપે છે. હે ભગવાન,કોઈ જડબુદ્ધી મિમાંસકાદિક મત્તવાળા જનો આ- પના ઐશ્વર્યની નિંદા કરેછે. એ નિંદા પાપી પુરૂષોને પ્રિય લાગેછે, પરંતુ આપના સર્વજ્ઞાનાદિ ગુણયુકત ઐશ્વર્યની નિંદા શુદ્ધ મુમુક્ષુઓને અતિ અપ્રિય લાગે છે. ૪

હવે નિંદાને દર્શાવીને કહે છે.

किमीहः किंकायः सखलुकिमुपायस्त्रीभुवनंकिमा धारोधातासृजतिकिमुपादानइतिच ॥ अतर्क्यैश्व र्येत्वय्यनवसरदुस्थोहतधियः कुतर्कोयंकांश्चिन्मुख रयतिमोहायजगतः ॥ ५ ॥

અર્થઃ-એ ધાતા પરમેશ્વર ત્રણ ભુવનની ઉત્પત્તિ કરેછે પરંતુ તેઓને ઉત્પન્ન કરવા બાબત શી ક્રિયા? કેવા પ્રકારની

કયા કયા પ્રકારનો ઉપાય? કયા પ્રકારનો આધાર તથા જગતને ઉત્પન્ન કરવામાં નિમિત્તઉપાદાન કારણશું છે? એવો કુતર્ક કેટલાક મંદબુદ્ધિયુક્ત પુરૂષો કરેછે.હે પ્રભુ એ કુતર્કનું તાત્પર્ય એ છે કે, જગત તથા તમારા ભક્તોના ચિત્તને ભ્રમણા પમાડવી.આપનેવિશે એવો કુતર્ક કરવો એજઅયોગ્ય છે કારણ કે, આપ તો અચિંત્ય માહાત્મ્ય યુક્ત છો. ૫

**अजन्मानोलोकाः किमवयवंतोपिजगतामाधिष्ठा तारंकिंभवविधिरमादृत्यभवति ॥ अनीशोवाकुर्या द्भुवनजननेकः परिकारोयतोमंदास्त्वाप्रत्यमरवर संशरतइमे ॥ ६ ॥**

अर्थः-હે અમરવર, દેવોમાં તમે શ્રેષ્ઠ છો. ભુર્ભૂવાદિ સપ્તલોક અવેવી(અવયવ રહિત)હોવા છતાં અજન્મા હશે. એવી સંભાવના થતી નથી કારણ કે, જે સાવેવ (અવયવ સહિત) વસ્તુ છે તેનો જન્મપણ થાયછે,જેમ ઘડો સાવેવી છે તેથી ઉત્પત્તિમાનછે. આ જગત અધિષ્ટાન પરમેશ્વરની આપેક્ષા વગર ઉત્પન્ન થતું હશે. ઇશ્વર સિવાય બીજો કોઇ જગતકર્તા હશે. એ ભૂવનો ઉત્પન્ન કરવામાં સામગ્રી શીછે? એવી રીતે પાપી મિમાંસકાદિક મતવાળા આપ બાબત અનેક પ્રકારના સંદેહ કરેછે, પરંતુ આપને વિષે સંશયની

યોગ્યતા નથી તેમજ આપ ઇશ્વર કરતાં બીજો કોઇ સમર્થ પણ નથી. ૬ હવે પરમેશ્વરના સ્વરૂપના નિરૂપણ વિષે ષટ્ શાસ્ત્રોનો વિવાદ દર્શાવે છે.

**त्रयीसांख्यंयोगः पशुपतिमतंवैष्णवमिति प्रभिन्नेप्रस्थानेपरामिदमदःपथ्यमितिच ॥ रुचीनांवैचित्र्यादृजुकुटिलनाना पजुषांनृणा मेकोगम्यस्त्वमसिपयसामर्णवइव ॥ ७ ॥**

અર્થઃ-ત્રણ વાકયોવડે ત્રણ વેદ, સાંખ્યવડે કપિલ મત્ત, યોગ વાકયવડે પાતાંજલિ ન્યાય એટલે વૈશેષિક શાસ્ત્ર, પશુપાત વાકયવડે શૈવશાસ્ત્ર તથા વૈષ્ણવ વાકયવડે નારદ પંચરાત્ર એમ અંગિકાર કરેલાં છે. એ રીતે પંચભેદ કહ્યા, પણ સકલ મત્તવાદીઓ અહંકારવડે પોતપોતાના સિદ્ધાંતને અધિક માને છે કારણકે સર્વ પુરૂશોની ઇચ્છાઓ જુદેજુદી વિચિત્રછે પરંતુ જેમ સર્વ નદીઓનાં જલ પ્રથક પ્રથક માર્ગોવડે એકજ સમુદ્રમાં મળી જાયછે તેમ અધિકાર ભેદવડે આપ એક પ્રભુ મુમુક્ષુઓને પ્રાપ્ત થાઓ છો. ૭

**महोक्षःखट्वांगपरशुरजिनंभस्मफणिनः कपालंचेतीयत्तववरदतंत्रोपकरणम् सुरस्तांतामृद्धिंदधाति**

तुभवन्तुप्रणिहितांनाहिहस्वात्मारामं विषय मृगतृ
ष्णाभ्रमयति ॥ ८ ॥

अर्थः-भोवरद,अभयना दाता तंत्रोपकरण वगेरे आप-
ने अल्प सामग्रीछे.तेमां प्रथम उक्षनंदीगण, बीजुं दंडपर
ब्रह्मकपाल, त्रीजुं परशुकुठारनुं आयुद्ध,चोथुं अजीन गज-
चर्म. पांचमी वनदग्ध काष्टनी भस्म,छठां फणीधर सर्पोनां
भुषण तथा सातमां मनुष्योनां मस्तकोनां तुमडां छे तेथी
अल्प विभुतिछे अने देवलोको आपनी कृपाद्रष्टीवडे महान
ऋद्धिने धारण करेछे.ए रीते विषय रुपी मृग तृष्णा आ-
त्माराम योगीओने ब्रह्मनिष्ठाथी चलायमानकरी शकती न-
थी माटे सर्वयोगीओ करतां शंकरने श्रेष्ट प्रतिपादनकर्या.८

ध्रुवंकश्चित्सर्वं सकलमपरस्त्वध्रुव मिदंपरोध्रौव्या
ध्रौव्येजगतिगदतिव्यस्तविषये ॥ समस्तेप्येतस्मि
न्पुरमथनतैर्विस्मितइवस्तुवन् जिहेमित्वांनखलु
ननुधृष्टामुखरता ॥ ९ ॥

अर्थः-हे पुरमथन,कोई समय केटलाएक मिमांसको आ
सर्वजगतने धृव नित्य मानेछे.केटलाक बैाधमतना नास्ति-
को आ सर्व जगतने अनित्य मानेछे.बीजा दीगंबरी ना-
स्तिको आ जगतने नित्यानित्य मान छे. ए रीत आका-

શાદિક પંચભુતનો નિત્ય છે એમ માનેછે. અને ઘટપટાદિ સર્વ પદારથોને અનિત્ય માનેછે. એ રીતે માનેછે એ રીતે મતવાદી લોકો આ જગતને ભિન ભિન પ્રકૃતિયુકતનું માને છે. ભટ બૌધાદિકનીપેઠે હું આપ પ્રભુની સ્તુતિ કરતોથકો લજ્જા પામું છું કારણ કે નિશ્ચય છતાં આશ્ચર્યથી ભ્રમિત થવું, એ મુરખતા છતાં અતી ચપળતાવાળઃપુરૂષને લજ્જાની પ્રાપ્તિ કરે તેમ છે. ૯ બ્રહ્મદેવ તથા વિષ્ણુ મળીને શંકરના ઐશ્વર્યનો અંત લેવા ગયા તે પ્રકાર દરશાવે છે.

तवैश्वर्ययत्नाद्यदुपरिविरिंचोहरिरधः परिच्छेत्तुं यातावनलमनलस्कंधवपुषः ॥ ततोभक्तिश्रद्धाभर गुरुगृणभ्द्यां गिरिशयत्स्वयंतस्थेताभ्यांतवकिमनुवृत्तिर्नफलति ॥ १० ॥

અર્થઃ-આપના ઐશ્વર્યનો અંત લેવાસારૂ બ્રહ્મદેવ આકાશ તરફ અને વિષ્ણુ પાતાળમાં ગયા પરંતુ ઉભયમાંના કોઈને પણ આપનો અંત પ્રાપ્તથયો નહી કારણ કે આપ પ્રભુ તો વાયુ અને અગ્નિ સ્વરૂપીછો, તેમાં વાયુતત્વ પર્યંત લિંગનું મસ્તક છે અને કાળ અગ્નિ પર્યંત લીંગનું મુળછે બ્રહ્મદેવ માત્ર બ્રહ્માંડના અને વિષ્ણુ માત્ર જળ તત્વના નિવાસીછે માટે આપનું ઐશ્વર્ય જાણવાને કોઇ સમર્થ થતાનથી,

અને એ બ્રહ્માવિષ્ણુના અંતરમાં આપ સ્વત પ્રાગટ્યમાનછો તો બ્રહ્માવિષ્ણુ શ્રદ્ધા અને ભક્તિવડે આપની સ્તુતિ કરેછે. હે ભગવાન, આપની સેવા ફલની પ્રાપ્તિ કરતી નહિં હોય એવું સમજવું એ કેવળ મુર્ખતા છે તો, આપ ઇશ્વરની ભક્તિ સાક્ષાત પરંપરાગત ફલને આપનારી છે. ૧૦ હવે રાવણનું પરાક્રમદર્શાવવાનેમાટે રાવણનીભક્તિ કથનકરેછે.

**अयत्नादापाद्य त्रिभुवनमवैरव्यतिकरंदशास्योयद्बाहूनभृतरणकंडूपरवशान् ॥ शिरःपद्मश्रेणीरचितचरणांभोरुहबलेः स्थिरायास्त्वद्भक्तेस्त्रिपुरहरविस्फूर्जितमिदम् ॥ ११ ॥**

अर्थः હે ત્રિપુરહર, યુદ્ધની ઇચ્છાને લીધે સદા ચળવળી રહેલી વીશભુજાઓ યુક્તના રાવણને યત્ન રહિતપણે નિઃશત્રુયુક્ત ત્રિભુવનનું રાજ્ય પ્રાપ્ત થયું તેમાં રાવણનું પરાક્રમ માત્ર આપની સ્થીર ભક્તિજહે. એ ભક્તિ એવી કે, રાવણ પોતાના દશ મસ્તક નિજ હસ્તે છેદી, પંક્તિ કરી કમળની પેઠે આપ પ્રભુને ચરણે બલિદાન આપતો હવો. વિશેષ કરીને આપનું પુજનસર્વને સકળવસ્તુની અધિકતાની પ્રાપ્તિ થવાનો હેતુ છે. ૧૧ હવે શંકરનું મહત્પણું સુચવવાને વાસ્તે રાવણની કુટીલતા દરશાવે છે.

**अमुष्यत्वत्सेवासमधिगतसारंभुजवनं बलात्कैलासेपित्वदधिवसतौविक्रमयतः ॥ अलभ्यापातालेप्यलसचलितांगुष्ठशिरसिप्रतिष्ठात्वय्यासीद्ध्रुवमुपचितोमुह्यतिखलः ॥ १२ ॥**

अर्थः हेभगवानरावणआपनी समीप कैलासमांवासतो थको आपने पोताना वीशभुजाओनुं पराक्रमदेखाडतो हतो. आपना बळने लीधे ए पाताळमां टकी शक्यो नहि. आपनी सेवा भक्तिने लीधे रावणने बळनी प्राप्ती थइ तथापि आपे आपना अंगुठानो भार रावणनामस्तकपर अनायासे दीधो. एटलामां तो तेनाथीपाताळमां रहेवाणुं नही. विशेष करीने पारका ऐश्वर्यने पामेला दुष्टजन मोह पामेछे तो महान पुरुषनी कृपा दुष्टजनने फळदाता थती नथी. १२ हवे शंकरना अनुग्रहथी बाणासुरनुं पराक्रम दर्शावेछे.

**यद्दृद्धिंसुत्राम्णो वरदपरमोच्चैरपिसतीमधश्चक्रेबाणः परिजनविधेयत्रिभुवनः नतच्चित्रंतस्मिन्वरिवसितरित्वच्चरणयोर्नकस्याप्युन्नत्यैभवति शिरसस्त्वय्यवनतिः ॥ १३ ॥**

अर्थः-हे वरदाता प्रभु, ઇંદ્રની અતીઉત્કૃષ્ટ ઋદ્ધિને ત્રણે ભુવનોને દાસત્વપણે વરતાવનારો બાણાસુર પાતાળમાં લેઇ ગયો એમાં કાંઇ આશ્ચર્ય નથી કારણ કે તે આપના ચરણની પુજા કરનારો હતો; માટે જે જનો આપને વંદે છે તેઓને ફળની પ્રાપ્તી થાય એ પ્રત્યક્ષજ છે. १३

**अकांडब्रह्मांडक्षयचकितदेवासुर कृपाविधेयस्यासीद्यस्त्रिनयनविषंसंहृतवतः॥ सकल्माषःकंठेतव नकुरुतेनश्रियमहोविकारो पिश्लाघ्योभुवनभयभंगव्यसनिनः ॥ १४ ॥**

अर्थः-हे त्रिनयन આપે કૃષ્ણપાંડુરવરણના વિષનું પાન કર્યું છતાં એ વિષ કંઠને વિશે સ્થિત હોવાથી અતી શ્રીય શોભાને આપેછે. અકાંડ સમય ન છતાં બ્રહ્માંડના નાશને દેખીને, દેવો તથા અસુરો ભયને પામવા લાગ્યા, તેમજ દેવ તથા અસુરોના કલેશને અસહન કરવાસારૂ આપે કૃપા કરીને વિષનું પાન કર્યું તો, હે પ્રભુ સંસારીજનોનાં સંસારી દુઃખો દુર કરવાનું આપને વ્યસનજ છે. १४

હવે કામદેવની કથા વરણવે છે.

**असिद्धार्थानैवक्कचिदपिसदेवासुरनरे निवर्त्तंतेनित्यंजगतिजयिनोयस्यविशिखाः॥ सपश्यन्नीशत्वा**

मितरसुरसाधारणमभूत्स्मरः स्मर्तव्यात्मानहिव शिशुपथ्यः परिभवः ॥ १५ ॥

અર્થઃ-હે ઇશ, કામદેવનું બાણભાલરહિતછે તેથીતેબાણ આ જગતમાં દેવ, અસુર તથા નરલોકને જીતવાને નિશ્ફળ ન થતાં, સર્વને વશીભુત કરેછે;તથાપી આપનીસાથે કામદેવ બીજા ઇંદ્રાદી દેવોની પેઠે વરતવા લાગ્યો તેથી દહન થયો અને સ્મરણ માત્રનુંજ કામદેવનું શરીર રહ્યું.એ કનીષ્ટ થયો તેનું કારણમાત્ર જીતેંદ્રીય પુરૂષોને પરાભવ પમાડવાનું છે. એ સુખનો હેતુ નથી કારણ કે, ઇશ્વરનો અનાદર એ વિનાશકારક છે. ૧૫ હવે શંકરને નમસ્કાર કરતે થકે ગ્રંથકાર એ પ્રભુના નૃત્યનું કથન કરે છે.

महीपादाघाताद्व्रजतिसहसासंशयपदंपदं विष्णो र्भ्राम्यद्भुजपरिघरुग्णग्रहगणम् ॥ मुहुर्द्यौर्दौस्थ्यंया त्यनिभृतजटाताडिततटाजगद्रक्षायैत्वंनटसिननु वामैवविभुता ॥ १६ ॥

અર્થઃ-હેભગવાન,આપે જગતના રક્ષણ તથા દુસ્ટોના નાશનેઅર્થેચરણો ધરતાં ઉઠાવતાંપૃથ્વી નીચી ઉંચી થવા લાગી એવો નૃત્ય કર્યો, તેથી વીષ્ણુપદ આકાશે ભ્રમણ ક-

રતું હતું;તથાહાવભાવ બતલાવતાં ભુજાઓ ફેરવવાને લી-
ધે નક્ષત્રગણો રહ્યાં કે નષ્ટથયાં તે બાબત શંશયથવા લાગ્યો;
અને ઉભય સ્વર્ગદ્વાર વ્યથા પામ્યાં, તેમજ જટા ફેરવવાથી
સ્વર્ગનુ એક પાસુ તાડિત થયું.ઘણું કરીને આપનું ઐશ્વય
વિપરિત પણ છે તથાપિ આપ ઇશ્વરની ઇચ્છા સ્વતંત્ર છે.
૧૬ હવે શંકરના વિરાટ સ્વરૂપનું કથન કરે છે.

**वियद्व्यापीतारागणगुणितफेनोद्गमरुचिःप्रवाहोहा
वारांयः पृषदलघुदृष्टः शिरसिते। जगद्वीपाकारंज
लधिवलयंतेनकृतमित्यनेनैवोन्नेयंधृतमहिमदिव्यं
तववपुः ॥ १७ ॥**

અર્થઃ-હે જગદાધાર,આપના શરિરપર મહાન જળપ્ર-
વાહ ઝીણી ફરફરની પેઠે વરસતો દેખાયછે તેથી વિરાટ
સ્વરૂપનું પરિમાણ નથી. એ જળપ્રવાહ આકાશવત વ્યાપક
અને તારા તથા નક્ષત્રોના સમુહમા ફેણ સમાન છતાં,તેજનો
ભાષ્ય થાયછે, જેમ નગરની પાછળ ચોતરફ ખાઇ હોયછે
તેમ જળના પ્રવાહને લીધે ચોતરફથી સર્વ જગતને આવર્ણ
કર્યુંછે. એ રીતે આપના વિરાટ શરિરને અનુમાનથી જાણી
શકાયછે કે, આપનું વપુ શરિર દિવ્ય પ્રભાયુક્ત છે. ૧૭

**रथः क्षोणीयंताशतधृतिरगेंद्रोधनुरथोरथांगेचंद्रा**

**कौरथचरणपाणिः शरइति ॥ दिधक्षोस्तेकोयंत्रिपुरतृणमाडंबरविधिर्विधेयैःक्रीडंत्योनखलुपरतंत्राः प्रभुधियः ॥ १८ ॥**

अर्थः हे देव, जे समय त्रीपुरने दहनकरवानाआपना इच्छा थइ ते समय पृथ्वीरूपी रथ, ब्रह्मारूपी सारथी,हिमाचल पर्वतरूपी धनुष, सुर्य तथा चंद्ररूपी रथनांपैडां, जळरूपी रथचरण एटले रथनी पंजणी ओ तथा विष्णुरूपी बाण कर्यां;तो बल, वीर्य, शकित तथा बुद्धि थकी युकत पुरुषो निश्चय करीने पराधिनपणु क्दी न करतां निज शकितथी विनोद करेछे. १८

**हरिस्तेसाहस्रंकमलबलिमाधायपदयोर्यदेकोनेतस्मिन्निजमुदहरन्नेत्रकमलम् ॥ गतोभक्त्युद्रेकःपरिणतिमसौचक्रवपुषात्रयाणांरक्षायैत्रिपुरहरजागर्तिजगताम् ॥ १९ ॥**

अर्थःहे त्रिपुर हरहरी, आपना चरणनी पुजाविष्णुसहस्र कमळवडे करता हवा, तेमां एकओछुं होयतो पोते पोताना नेत्रकमळनीतुल्यना संकल्प करीने कोइ बाजो अवयव आपने अर्पण करता तेथी अधिकाभकितने लीधे च-

ક્રરૂપ ધારણ કરીને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાલ એ ત્રણેલોક-
નું રક્ષણ તમેજ કરોછો. એ રીતે સુદરસન ચક્રની શકિત
વિષ્ણુને તમેજ આપેલી છે. ૧૯

હવે કર્મફલના દાતા શંકરનેજ પ્રતિપાદન કરેછે.

क्रतौसुप्तेजाग्रत्त्वमसिफलयोगेक्रतुमतांक्वकर्मप्रध्व
स्तंफलतिपुरुषाराधनमृते ॥ अतस्त्वांसंप्रेक्ष्यक्रतु
षुफलदानप्रतिभुवं श्रुतौश्रद्धांबध्वाद्दढपरिकरःक
र्मसुजनः ॥ २० ॥

अर्थः હે ભગવાન, સકામી પુરૂશો કર્મ બાબત દ્રઢ વિ-
શ્વાસકરીને પ્રવર્ત થાયછે, અને શ્રુતિ અથવા વેદ વાકયપર
દ્રઢ વિશ્વાસ કરીને કર્મ કરેછે વળી ક્રતુયજ્ઞમાં ફલદાતા
આપને જાણીને કર્મ કરેછે; વિનષ્ટ કર્મફળની પ્રાપ્તી તમેજ
કરોછો. અને પુરૂશોને નષ્ટ કર્મફળની પ્રાપ્તી ઇશ્વરના આરા-
ધન વિના સિદ્ધ થતી નથી. ॥ ૨૦ ॥ હવે શંકરના કોપથી
દક્ષપ્રજાપતિના યજ્ઞનો વિધ્વંસ થયો તે કથન કરે છે.

क्रियादक्षोदक्षः क्रतुपतिरधीशः स्तनुभृतामृषीणा
मार्त्विज्यंशरणदसदस्याः सुरगणाः ॥ क्रतुभ्रेषस्त्व
त्तः क्रतुफलविधानव्यसनिनोध्रुवंकर्तुः श्रद्धाविधुर

मभिचारायहिमखाः ॥ २१ ॥

अर्थ.-હે શરણદાતા, દક્ષપ્રજાપતી ક્રિયાકર્મમાં કુશળ હતો અને યજ્ઞકર્મ બાબત યજમાન પણ આપજ હતા. વશિષ્ઠાદિક ઋષિયો યજ્ઞમાં ઋત્વીજ (કર્મના કરાવનાર) હતાતેમજ ઇંદ્રાદિક દેવો દક્ષપ્રજાપતિની સભામાં બેઠા હતા. એ રીતની સામગ્રી દક્ષના યજ્ઞમાં હતી તથાપી આપના કોપને લીધે નષ્ટ થઇ; કારણ કે, યજ્ઞમાં યજમાનને ફળ સંપાદન કરવાનું આપને વ્યસનજછે તથાપિ યજમાનની શ્રદ્ધાવીના યજ્ઞકર્મ વિશેષ કરીને વીપર્યના હેતુ થાય છે. ૨૧

હવે પ્રજાપતિના કામનો આવાર્ભાવ સૂચવે છે.

प्रजानाथंनाथ प्रसभमभिकंस्वांदुहितरंगतंरोहिद्भू
तांरिरमयिषुमृष्यस्यवपुषा॥ धनुष्पाणेर्यातंदिवम
पिसपत्राकृतममुंत्रसंतंतेऽद्यापित्यजतिनमृगव्याध
रभसः ॥ २२ ॥

अर्थ હે ભુનાથ, આપનોમૃગ સમાનનો વેગ હાલ વર્તમાનકાળમાં પણ અટતો નથી; કારણ કે, આપના હાથમાં ધનુષ છતાં પ્રજાનાથે લજીત હોતેથકે મૃગશરીર ધર્યું અને બ્રહ્મદેવ આપની પુત્રી મૃગલનું શરીર ધરીને નાસવા લાગ્યા તથાપિ પ્રજાનાથે અતી કામથી વ્યાકુળ હોતેથકે પાછળન

પાછળ ધાવા માંડયું. આપના ભયથી બ્રહ્મા પણ સ્વર્ગમાં નાસવા લાગ્યા તોપણ તેણે બ્રહ્માની પુંઠ મેલી નહી અને આપે પણ તેનો પીછો છોડયો નહી તેથી અદ્યાપિ પણ એ તારાઓ આકાશમાં મ્રગશિર નક્ષત્રમાં જણાય છે. ૨૨

હવે પાર્વતીનો મુંઢભાવ કથન કરે છે.

स्वलावण्याशंसाधृतधनुषमन्हायतृणवत्पुरः प्लुष्टं दृष्ट्वापुरमथनपुष्पायुधमपि ॥ यदिस्त्रैणंदेवीयमनिरतदेहार्धघटनादवैतित्वामद्धावतवरदमुग्धायुवतयः ॥ २३ ॥

अर्थ-પુરમથન, વિરહરૂપી ધનુષ્યને ધારણ કરીને ઉભેલો કામદેવ તૃણની પેઠે સીઘ્ર દહન થયો તે તથા આપનું અર્ધ શરિર પોતાના શરિરમાં વિદ્યમાનછે એમ જાણવા છ. તાં પાર્વતિ આપના સનમુખ આવીને ઉભાં અને સ્વલાવણ્યનું અભિમાન કરતે થકે આપને સ્ત્રી લંપટ માનવા લાગ્યાં તો સ્ત્રી જાતિ મુંઢ છે. ૨૩

श्मशानेष्वाक्रीडाः स्मरहरपिशाचाः सहचराश्चिताभस्मालेपः स्रगपिनृकरोटीपरिकरः ॥ अमंगल्यंशीलंतवभवतुनामैवमखिलं तथापिस्मर्तृणाव

रदपरमंमंगलमसि ॥ २४ ॥

अर्थः-હે સ્મરહર,આપ શ્મશાનમાં ક્રીડા કરોછો.આપની સંગે પિશાચો રહેછેતથા અંગે શ્મશાનની ભસ્મલેપન કરવા છતાં મનુષ્યોનાં તુમલાંની માળા ધારણ કરોછો. હે વરદાયક પ્રભુ, એ રીતે આપની સામગ્રી અમંગલરૂપ છે. તથાપિ જે પુરૂષો આપનું સ્મરણ કરેછે તેઓનુ આપ પરમ મંગલરૂપ છો. ૨૪

मनः प्रत्यक्चित्तेसविधमवधायात्तमरुतःप्रहृष्यद्रोमाणः प्रमदसलिलोत्संगितदृशः ॥ यदालोक्याल्हादं-ह्रदइ वनिमज्यामृत्तमयेदधत्यतंस्तत्त्वंकिमपियमिनस्तत्किलभवान् ॥ २५ ॥

अर्थः-હે ભગવાન,ચિતને વિષય તરફથી રોકીને યોગ શાસ્ત્રમાં કહેલાં સાધનો કરીને, આપની તરફ ચિત્ત લગાવીને, આતપ્રાણ તથા આપાનવાયુનું નીરોધન કરતેથકેહર્ષના આનંદને લીધે રૂંઆટાં ઉભાં થયા છતાં પ્રમદ આનંદવડે જેઓનાં નેત્રોમાં જલ ભરાઇ ગયુંછે એવા યમી યોગીઓ આપના સતચીદાનંદ રૂપને પોતાના અંતઃકરણમાં ધારણ કરીને જેમ શીતળ તલાવમાં ક્રીડા કરવાથી પુરૂષ આનંદ પામેછે, તેમ આપના અમૃતરૂપી તત્વને ધારણ કરીને આ

નંદ પામેછે. ૨૫

त्वमर्कस्त्वंसोमस्त्वमसि पवनस्त्वंहुतवहस्त्वमाप
स्त्वंव्योमत्वमुधरिणिरात्मात्वमितिच ॥ परिच्छि
न्नामेवंत्वयि पारिणता विभ्रतुगिरंन विद्मस्तत्तत्त्वं
वयमिहतुयत्त्वंनभवसि ॥ २६ ॥

અર્થ-હે ભગવાન, સુર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, જલ, આકાશ, પૃથ્વી તથા સર્વના સક્ષીરૂપઆત્મા એ સર્વરૂપે આપજ છો. આપના સ્વરૂપને જાણનારા પરીપકવ બુદ્ધિવાળા પુરૂષો પોતાની વાણીવડે આપના સ્વરૂપનું જુદુજુદુ કથન કરેછે. હું આ જગતમાં આપનાથી કોઇપણ પૃથક વસ્તુ દેખતો નથી તો સકળ જડ તથા ચૈતન્યરૂપ આપજ છો. ।
૨૬ હવે ઓંકાર તથા શંકરનો વાચ્ય વાચક સંબંધ કથન કરે છે.

त्रयीतिस्त्रोवृत्तिस्त्रिभुवनमथोत्रीनपिसुरा नकारा
द्यैर्वर्णैस्त्रिभिरभिदधत्तीर्णविकृति ॥ तुरायंतेधाम
ध्वनिभिरवरुंधानमणुभिः समस्तव्यस्तंत्वांशरणद
गृणात्योमितिपदम् ॥ २७ ॥

अर्थ-હે ભો શરણદ, ઔં, એ પદવડે આપની સ્તુતિ થાયછે. ઔંકાર સર્વ રૂપથી સમસ્ત તથા અક્ષરરૂપે વ્યસ્ત ભિન્નછે. અકાર,ઉકાર તથા મકાર એ ત્રણ વર્ણવડેરૂગ,યજુર તથા શામ, એ ત્રણે વેદોને ધારણ કરેછે તથા ઉદાત અનુદાતતથા સ્વરીતભેદેકરીને સર્વ સ્વર તથા વ્યંજનોનેધારણ કરેછે. ત્રણલોક તથા બ્રહ્મા,વિષ્ણુ અને રૂદ્ર એ ત્રણે દેવોને પણ ઔંકાર ધારણ કરેછે. એ ઔંકાર આપના સુક્ષમ તેજ તુરીયા નામના ધામમાં વ્યાપકછે.એ તુરીયાનુંસ્વરૂપ એવું છે કે,જાગ્રતાવસ્થામાં હૃદયથી કંઠસુધી,સ્વપ્નમા કંઠથી તાળુસુધી, સુશુપ્તિમાં તાલુથી લલાટસુધી તથા શિવતત્વ તુરીઆમાં લલાટથીકુંડળીસુધી વ્યાપકછે. તુરીયાસ્વરૂપ ષટ વિકારથી પૃથક છે. ૨૭ હવે ધ્યાન કરવા સારૂ આઠ નામનું ધ્યાનાષ્ટક કથન કરે છે.

**भवःशर्वोरुद्रःपशुपतिरथोग्रःसहमहांस्तथाभीमेशा नावितियदभिधानाष्टकमिदम् ॥ अमुष्मिन्प्रत्येकं प्रविच्चरातिदेव श्रुतिरपिप्रियायास्मैधाम्नेप्रविहित नमस्योस्मिभवते ॥ २८ ॥**

अर्थ-હે પ્રભુદેવ,આપના અભિધ્યાનાષ્ટકનાંઆઠનામ.છે વેદશ્રુતિ એકનામને ભિન્નભિન્ન કરીને કહેછે.પેહલું ભવ,

બીજુ સર્વ,ત્રીજુ રૂદ્ર, ચોથુ પશુપતિ, પાંચમુ ઉગ્ર, છઠ્ઠુ મહાનપણાને લીધે મહાદેવ, સાતમુભીમ તથા આઠમુઇશાન નામછે. હે ભગવાન હું(ગ્રંથકર્તા)આપના તુરિયા સ્વરૂપને વારંવાર નમસ્કાર કરૂછું. ૨૮

**नमोनेदिष्ठायप्रियदवदविष्ठायचनमोनमः क्षोदिष्टायस्मरहरमहिष्ठायचनमः ॥ नमोवर्षिष्ठायात्रिनयनयविष्ठायचनमो नमःसर्वस्मैतेतदिदमितिशर्वायचनमः ॥ २९ ॥**

અર્થ હેપ્રિયદેવ,સમિપ સ્થિતએટલે આપના અંતર્યામિ સ્વરૂપને તથા દુર દિશાને વિશે સ્થિત એટલેઆપના મહાનરૂપને નમસ્કાર કરૂછું. મન વાણીથીપર એવા આપના સુક્ષમ વૃદ્ધ,તરૂણ,સર્વ ચરાચર તથા સર્વ ચરાચરથી પણપર એવા આપના શુદ્ધ સ્વરૂપને હું નમસ્કાર કરૂછું.એ રીતે સર્વ દ્રષ્ટા દ્રશ્યરૂપ તમેજ છો. ૨૯ હવે ત્રણ ચરણ વડે શંકરના સગુણ સ્વરૂપ તથા ચોથા પદ વડે નીરગુણ સ્વરૂપનું કથન કરેછે. ૨૯

**बहलरजसेविश्वोत्पत्तौभवायनमोनमः प्रबलतमसेतत्संहारेहरायनमोनमः ॥ जनसुखकृतेसत्वोद्र**

**कौमृडायनमोनमः प्रमहसिपदेनिस्त्रैगुण्येशिवाय नमोनमः ॥ ३० ॥**

અર્થ-હે ભગવાન, સૃષ્ટીની ઉત્પત્તિ કરવાના હેતુથી ધારણકરેલા રજોગુણયુકતઅધિષ્ટાન એટલે આપના ભવરૂપને સૃષ્ટિ સંહારના હેતુથી ધારણ કરેલા પ્રબળ તમો ગુણયુકત અધિષ્ઠાન એટલે આપના હરરૂપને તથા સૃષ્ટિનું પાલણકરવાના હેતુથી ધારણ કરેલા સત્વગુણ યુકત અધિષ્ટાન એટલે આપના મૃડરૂપને હું વારંવાર નમસ્કાર કરૂછું, અનેત્રિગુણથી પર(જુદુ) એવા તુરિયારૂપી આપના સતચિદાનંદ શિવરૂપનેહું વારંવાર નમસ્કાર કરૂછું. એ રીતે ભકિતના અધિકતાથી ગ્રંથકર્તા વારંવાર નમસ્કાર કરે છે. ૩૦

**कृशपरिणतिचेतः क्लेशवश्यंक्वचेदंक्वचतवगुणसीमोल्लंधिनीशश्वदृद्धिः ॥ इतिचकितममंदीकृत्यमांभक्तिराधाद्वरदचरणयोस्तेवाक्यपुष्पोपहारम् ३१**

અર્થ-હે વરદાતા, સ્વરૂપ વીચારની પેઠે આપને કૃશ-એટલે અલ્પ પરિણામ કરૂછું.હુ કલેશાવશ્ય એટલે દુઃખને લીધે પિરાધનછુ. આપનો મહિમા ત્રણ ગુણની મર્યાદાથી

પૃથક વર્ત્તછે. એ રીતે ભયગણતો થકો હું આપની નિરભય ભકિત કરૂછું, અને વાકયરૂપી પુષ્પોની માળાઓ આપના ચરણને વિશે અરપણ કરૂછું. ૩૧

असितगिरिसमंस्यात्कज्जलं सिंधुपात्रेसुरतरुवर शाखालेखनीपत्रमुर्वि ॥ लिखतियदिगृहीत्वा शारदासार्वकालं तदपितवगुणानामीशपारंनयाति ॥ ३२ ॥

અર્થ હે ઇશ. નીલગિરી જેટલા કાજળની સમુદ્ર જેવડા પાત્રમાં સમાઈ રહે એટલી રૂશનાઇ કરી, આજગતપરનાં જેટલાં દેવતાઇ ઝાડ છે તેમની શાખાઓની લેખણો કરી, પૃથ્વીના પૃષ્ટ જેવડા કાગળમાં સર્વના કરતાં ચપળ લખનાર સરસ્વતિ સદાકાળ લખ્યાં કરે તોપણ આપના ગુણોનો પાર આવે નહિ. ૩૨ હવે આ મહિમ્નનો કર્તા પોતાનું નામ દર્શાવ્યા છતાં ઇશ્વરની સ્તુતિ કરેછે.

असुरसुर मुनींद्रैरर्चितस्येंदुमौलेर्ग्रंथितगुणमहिम्नो निर्गुणस्येश्वरस्य ॥ सकलगुणवरिष्ठः पुष्पदंताभिधानोरुचिरमलघुवृत्तैः स्तोत्रमेतच्चकार ॥ ३३ ॥

અર્થ-બાણાસુરાદિ અસુરો, બ્રહ્માદિ દેવો તથા મન્વાદિ

નરેન્દ્રા વગેરે સરવે, જે ઇશ્વરના મસ્તકપર ચંદ્રછે તથા માયાની ઉપાધ સહિત પોતેજ ઇશ્વર છે કે જેમના ગુણોનો મહિમા અતિ વિખ્યાત છતાં,અનન્વય, વંશપરંમપરાગોત્ર રાહત તથા નિરગુણ છે, તે ઇશ્વરનું અરચન(પુજન)કરેછે; તેમની મધુર પ્રેમાકાર વૃત્તિથી, સકલ ગુણોથી સંયુક્ત એવો હું પુષ્પદંત આચારિ,આ મહિમ્ન સ્તોત્રવડે સ્તુતિકરૂં છું.

૩૩ હવે પુષ્પદંત આચારી પોતાની સિદ્ધિની ફરી પ્રાપ્તીને વાસ્તે શંકરની સ્તુતી કરેછે.

अहरहरनवद्यंधूर्जटेः स्तोत्रमेतत्पठतिपरमभक्त्या
शुद्धचितःपुमान्यः॥ सभवतिशिवलोकेरुद्रतुल्यस्त
थात्रप्रचुरतरधनायुःपुत्रवन्कीर्तिमांश्च ॥ ३४ ॥

અર્થઃ-જેના પુશ્પતૂલ્ય દાંતછે, સકળ ગંધરવોનો રાજા છે,દેવોનાદેવ શંકરનો દાસછે તેણે ચંદ્રશેખર એટલે મહાદેવના આ મહિમ્ન સ્તોત્રની રચના કરીછે. શંકરના શેપને લીધેપુશ્પદંત આચારીની આકાશ ગમનની સિદ્ધિનો નાશ થયોછે તેથી દેવોના ગુરૂશંકરની સ્તુતિ આ મહિમ્ન સ્તોત્રમા કથન કરીછે. આ મહિમ્ન સ્તુતિ સર્વની સ્તુતિયો કરતાં અધિક તથા દિવ્ય છે; કારણ કે આ સ્તુતી દિવ્ય આત્માના પ્રાપ્તિના હેતુ છે તેથી આ સ્તોત્ર દિવ્ય છે. ૩૪

હવે મહિમ્નસ્તોત્રના પાઠનું ફળ કથન કરેછે.

महेशान्नापरोदेवोमहिम्नोनापरास्तुतिः॥ अघोरान्नापरोमंत्रोनास्तितत्त्वंगुरोःपरम् ॥ ३५ ॥

અર્થ-આ મહિમ્નસ્તોત્રનો કર્તા હું પુશ્પદંત આચારી કહુંછું કે, જે મનુષ્ય હાથ જોડીને, શંકરમાં ચિત લગાવીને, શ્રદ્ધાવડે આ મહિમ્નસ્તોત્રનો પાઠ કરે છે તે પુરૂપ કિંનરોએ સ્તવનકરેલા શિવની સમીપ કૈલાશમાં વાસ કરેછે. આ મહિમ્નનો પાઠકરનાર પુરૂષનું ઇંદ્રાદિ દેવો તથા વશિષ્ઠાદિ મુનિયો વગેરે પૂજન કરેછે. જે પુરૂષ સકામ ભાવે આ મહિમ્નનો પાઠ કરશે તેપુરૂષ સ્વર્ગને પામશે તથા નિસકામપણે કરશેતે પુરૂષ મુકત થશે. આ મહિમ્નનો પાઠ કરનારા સર્વ પુરૂશો અંતઃકરણ શુધ્ધિદ્વારાએ જ્ઞાનપ્રાપ્તિ થવાથીમોક્ષપામશે; માટે આ મહિમ્ન સ્તુતિનું મહાન ફળ છે. ૩૫

दीक्षादानंतपस्तीर्थंज्ञानंयागादिकाःक्रियाः॥
महिम्नस्तवपाठस्यकलानार्हतिषोडशीम् ॥ ३६ ॥

અર્થઃ-શંકરસમાન કોઈ દેવ નથી, અઘોર મંત્ર સમાન કોઇ મંત્ર નથી, બ્રહ્મવેત્તા ગુરૂસમાન કોઈ ગુરૂ નથી; તેમજ મહિમ્ન સ્તોત્ર સમાન ઇશ્વરની કોઇ સ્તુતિ નથી. ૩૬

कुसमदशननामासर्वगंधर्वराजः शिशुशशिधरमौले

दैवदेवस्यदासः ॥ सगुरुनिजमहिम्नोभ्रष्टएवास्यरो
षात्स्तवनमिदमकार्षीद्दिव्यादिव्यंमहिम्नः ॥ ३७ ॥

अर्थ-દિક્ષાકર્મના નિયમ, દાન, તપ, તિર્થયાત્રા, હોમ તથા યજ્ઞાદિ કર્મકાંડ ક્રિયા કરવાથી જે જે ફલોની પ્રાપ્તીયો થાયછે, તે સર્વેફલોની પ્રાપ્તીયોના સમુદાય મહિમ્ન સ્તોત્રની સોળમી કળાને પોંહોંચતો નથી. ૩૭

सुरवरमुनिपूज्यंस्वर्ग मोक्षैकहेतुंपठतियदिमनुष्यः
प्रांजलिर्नान्यचेताः ॥ व्रजतिशिवसमीपंकिन्नारैः
स्तूयमानःस्तवनमिदममोघंपुष्पदंतप्रणीतम्॥३८॥

अर्थ-આ મહિમ્નસ્તોત્ર શ્રીપુષ્પદંત આચાર્યનામુખથી પ્રગટથયુંછે. આ મહિમ્નસ્તોત્રના પાઠથી સર્વ પાપોનું નિવારણ થાયછે;વળી આ સ્તોત્ર શંકરને પ્રિયછે માટે જે પુરૂષ ચિત્તને દઢ કરીને, નિજકંઠે પાઠકરેછે તે પુરૂષધર ભુતપતિ હમેશ પ્રસન્ન થાયછે. એ શંકરની કૃપાદષ્ટિથી મુમુક્ષુઆને બોધ થાયછે. ૩૮

श्रीपुष्पदंतमुख पंकजनिर्गतेनस्तोत्रेणाकिल्बिषहरे

णहरप्रियेण ॥ कंठस्थितेनपठितेनसमाहितेनसुप्री णितोभवतिभूतपतिर्महेशः ॥ ३९ ॥

अर्थ-જેપુરૂષ પ્રાતઃકાલે ઉઠીને પરમભકિતવડે શંકરની સ્તુતીનો આ પાઠ કરશે તે પુરૂષ ચીતશુદ્ધિ દ્વારાએ શીવ-લોકમાં રૂદ્રતુલ્યજ્ઞાનવાન થશે.સકામી પુરૂશોના આત્માકાર્ય કારણ સહિત ધનપુત્રાદી સમૃધ્ધી યુકતથશે. આ મહિમ્નનો પાઠ કરનારો પુરૂષ દીર્ઘાયુ થવા છતાં પુત્ર તથા કીર્તિમાન થશે. આ મહિમ્નનો પાઠ સકામી પુરૂશોને સકળ ભોગોનો હેતુછે તથા નિસકામીપુરૂશોને અંતઃકરણની શુધ્ધિથવાથી જ્ઞાનપ્રાપ્તિને લીધે મોક્ષનો હેતુ છે. ૩૯

હવે આ સ્તોત્રની સમાપ્તિ કરે છે.

इत्येषावाङमयीपूजाश्रीमच्छंकरपादयोः॥ अर्पिता तेनमेदेवः प्रीयतांवैसदाशिवः ॥ ४० ॥

अर्थ-પવીત્રતાના હેતુયુકતનું આસ્તોત્ર સમાપ્ત થયુંછે. આસ્તોત્રનું કથન પુષ્પદંત ગંધર્વે કર્યુંછે.આમહિમ્નસ્તોત્ર તુલ્ય બીજું કોઇપણ સ્તોત્ર નથી; તેથી આ સ્તોત્રવીશે સ-વેનું મન આસક્ત થાયછે.આ સ્તોત્રમાં માત્ર ઇશ્વરનુંજ વ-ર્ણન કર્યું છે; કારણ કે ઇશ્વરના ગુણકથનની આગળ બીજી સકળ ચતુરાઇઓ વ્યર્થ છે. ૪૦

॥इतिश्रीपुष्पदंतगंधर्वराजविरचितं श्री शिवमहिम्नाख्यस्तोत्रंसंपूर्णम् ॥ ॥ श्रीसांबसदाशिवार्पणमस्तु ॥ ॥ शुभंभवतु ॥

દોહેરા-ઇષ્ટદેવનું ધ્યાન કરી, શંકર નામ ઉચ્ચારી;ભાષા પદ પરકાશ આ, ટીકા કરી વીચારી. ૧. આનો કરે વીચાર જે, ત્રણવાર ચીત્તમાંય; પદ અન્વય પ્રકાશ થઇ, સંશય ચીત્તનો જાય. ૨. મુકતાનંદ પરમહંસે આ, નીજ બુદ્ધનું સાર; પદ આશય પ્રગટ કરી,કીધો સુગમ પ્રકાર. ૩. ઇતીશ્રી ભાષા પદપ્રકાશ મહિમ્ન ટીકા મુકતાનંદ પરમહંસેન વીરચીતા સંપર્ણું સમાપ્ત શુભં ભવતુ.



# ॥ अथ शिवपंचाक्षरस्तोत्र प्रारंभः ॥

---

श्रीगणेशायनमः ॥ ॥ नागेंद्रहाराय त्रिलोचनाय भस्मांगरागाय महेश्वराय॥नित्याय शुद्धाय दिगंबराय तस्मैनकाराय नमःशिवाय ॥ १ ॥ मंदाकिनीसलिलचंदन चर्चिताय नंदीश्वरप्रमथनाथमहेश्वराय ॥ मंदारपुष्प बहु पुष्प सूपूजिताय तस्मै मकराय नमःशिवाय ॥ २ ॥ शिवायगौरीवदनाब्जवृंदसूर्याय दक्षाध्वर नाशकाय ॥ श्री नीलकंठाय वृषध्वजायतस्मै शिकाराय नमः शिवाय ॥ ३ ॥ वसिष्ठकुंभोद्भवगौ तमार्यमुनींद्रदेवार्चित शेखराय ॥ चंद्रार्कवैश्वानरलोचनाय तस्मै वकाराय नमः शिवाय ॥ ४ ॥ यक्षस्वरूपाय जटाधराय पिनाकहस्ताय सनातनाय ॥ दिव्याय देवाय दिगंबराय तस्मैयकाराय नमः शिवाय ॥ ५ ॥ पंचा

क्षरमिदं पुण्यं यः पठेच्छिव सन्निधौ ॥ शिवलो-कमवाप्नोति शिवेन सह मोदते ॥ ६ ॥ इतिश्रीमच्छंकराचार्याविरचितं शिवपंचाक्षरस्तोत्रं संपूर्णम् ॥ श्रीसांबसदाशिवार्पणमस्तु ॥ ६ ॥

## ॥ अथ शिवमानसपूजा प्रारंभः ॥

---

श्रीगणेशायनमः ॥ रत्नैः कल्पितमासनं हिमजलैःस्नानंचदिव्यांबरंनानारत्नविभूषितंमृगमदामोदांकित चंदनम् ॥ जातीचंपकबिल्वपत्ररचितं पुष्पंच धूपं तथा दीपंदेवदयानिधे पशुपते हृत्कल्पितं गृह्यतां ॥ १ ॥ सौवर्णे मणिखंडरत्नरचिते पात्रेघृतं पायसं भक्ष्यं पंचविधं पयोदधियुतं रंभाफलं पायसम् ॥ शाकानामयुतं जलं रुचिकरं कर्पूरखंडोज्ज्वलंतांबूलंमनसा मया विरचितंभक्त्या प्रभो स्वीकुरु ॥ २ ॥ छत्रं चामरयोर्युगं व्यजनकं

चादर्शकं निर्मलं वीणाभेरिमृदंगकाहलकलागीतिं
च नृत्यं तथा ॥ साष्टंगं प्रणतिः स्तुतिर्बहुविधा
एतत्समस्तं मया संकल्पेन समर्पितं तवविभो पू-
जां गृहाण प्रभो ॥ ३ ॥ अत्मात्वं गिरिजा मतिः
सहचराः प्रणाः शरीरं गृहं पूजा ते विषयोपभोग
रचना निद्रा समाधिस्थितिः ॥ संचारः पदयोः
प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वागिरो यद्यत्कर्म क-
रोमि तत्तदखिलं शंभो तवा राधनम् ॥ ४ ॥ कर
चरणकृतं वाक्कायजं कर्मजंवा श्रवणनयनजं वा
मानसंवाऽपराधं॥ विहितमविहितंवासर्वमेतत्क्षम
स्वजय जय करुणाब्धे श्रीमहादेव शंभो ॥ ५ ॥

समाप्त.